ગયું હતુ. તે અજ્ઞાત અવસ્થામાં મરણ પામવા માગતા હતા, પણ કુદરતની ઇચ્છા તેથી ઉલટીજ નીકળી. તેમના મૃત્યુના સમાચાર બહાર આવતાં સમગ્ર રૂશીયામાં હાહાકાર થઇ રહ્યો. કેવળ સામાન્ય જનતાનોજ નહિ, પણ વરિષ્ઠથી કનિષ્ઠ વર્ગ સુધીના સર્વ વર્ગનો પ્રેમ આ વખતે ઉભરી આવ્યો હતો

તથાપિ આ વખતે પણ કેટલાક શત્રુ તેમને વિસરી શકયા નહતા. અંતિમ પ્રાર્થના માટે દેવળમાં કોઇએ પણ નહિ આવવુ એમ મહાસભાએ જણાવ્યું હતું. ડૂમામાં પણ તેમનો તિરસ્કાર કરનાર એક બે ભાષણ થયાં હતા અને કેટલાંક સરકારી વર્તમાનપત્રોમાં તેમની અવગણના કરનારા લેખો પ્રકટ થયા હતા; પણ એ સર્વનો ધ્વનિ એટલો મદ હતો કે સમગ્ર રૂશીયાના પ્રચંડ દુંદુભિનાદ આગળ તે કોઇને પણ ન સભળાયો. એટલુજ નહિ પણ બાદશાહ ઝારે પોતે એક ખલિતાદ્વારા શોક પ્રદર્શિત કર્યો. પ્રધાન મડળની બેઠકમા અને ડૂમા સભામા પણ શોકનો ઠરાવ સર્વાનુમતે પસાર થયો ઘણાંખરા વર્તમાનપત્રો મોટી જાડી કાળી લીટીઓથી છપાયાં, ઘણાખરાં નાટક બધ રહ્યા અને અનેક ગમત ગમતો અટકી. શરીરની દફનક્રિયાના દિવસે પિટર્સબર્ગનુ વિશ્વવિદ્યાલય પણ બધ રહ્યું હતું.

રૂશીયાની સામાન્ય જનતાજ નહિ પણ યૂરોપની સર્વ પ્રજાએ એજ રીતે પોતાનો પ્રેમ વ્યકત કર્યો. ફ્રેચ પાર્લામેન્ટમાં પુષ્કળ ભાષણોથી ટૉલ્સ્ટૉયની સ્તુતિ કરવામા આવી હતી; અને દૂર દૂરના દેશોમા તેમના મરણ માટે ખેદ વ્યકત કરવામાં આવ્યો હતો.

સત્યપરાયણતા અને સ્વાર્થત્યાગની શક્તિથી એક મનુષ્ય પોતાના જીવનને કેટલુ બધુ ઉન્નત તથા લોકહિતાવહ બનાવી શકે છે, એ વાત ટૉલ્સ્ટૉયે પોતાના દૃષ્ટાંતથી જગતને સિદ્ધ કરી બતાવી છે.

× × × × × ×

બીજે દિવસે ટૉલ્સ્ટૉયનો મૃતદેહ યાસનાયા લઇ જવામાં આવ્યો રસ્તામા પ્રત્યેક સ્ટેશને અંતિમ દર્શન માટે અસંખ્ય લોકો આવ્યા હતા. તેમની અત્યેષ્ટિ ક્રિયા વખતે હાજર રહેવા મોસ્કો તેમજ બીજા મોટાં મોટાં શહેરો તરફથી હજારોનાં ટોળા આવ્યાં હતાં. એમાં મોટો ભાગ ખેડુતોનો હતો પ્રેતયાત્રા નીકળી ત્યારે તેમા સૌથી મોખરે યાસનાયાના ખેડુત એક નિશાન લઇને ચાલતા હતા. એ નિશાનપર લખ્યું હતું કે, 'અનાથ ખેડુતવર્ગ કદિપણ તારૂ સાધુત્વ નહિ વિસરે.' આ પ્રેતયાત્રા લગભગ એક માઇલ લાંબી હતી. ખેડુતોની પેઠે એમાં વિદ્યાર્થીવર્ગ પણ અધિક સખ્યામાં હતો. ટૉલ્સ્ટૉય જ્યાં લખવા બેસતા હતા તે ઓરડીમાંજ તેમનો મૃતદેહ રાખવામાં આવ્યો હતો હજારો માણસોએ તેમનું

દર્શન કર્યું. ત્યાંથી શબ બહાર કાઢવામાં આવતાં સર્વ લોકો એકદમ ઘૂંટણીએ પડયા. એ પછી અંત્યવિધિ માટે પૂર્વે ઠરેલા સ્થળે પ્રેતને લઇ જવામાં આવ્યું. અહીં ખેડુતોએ પોતે ખોદેલા ખાડામાં શબને દફનાવવામા આવ્યું. આ પ્રસંગે કોઇએ લાંબાં લચક ભાષણ ન કર્યાં. સર્વનાં નેત્રમાંથી અશ્રુપાતજ થઇ રહ્યો હતો. સર્વ પાછા ફરવા લાગ્યા ત્યારે એક ખેડુતે મોટા અવાજે પોકાર કર્યો કે, ' અમારો મહાત્મા લીયો ગયો. તેના આત્માની છાયા અહર્નિશ અમારાપર રહો. તેણે શિખવેલો ધર્મ અમર રહો. ' તુરતજ પુનઃ સર્વ ઘૂંટણીએ પડયા અને ટૉલ્સ્ટૉયની કબરને વંદન કરી છૂટા પડયા

પોણોસો વર્ષપર ટૉલ્સ્ટૉય અને નિકોલસ જે જગ્યાએ રમતા હતા અને જે સ્થળે સુખની ચાવી દાટી રાખ્યાનું નિકોલસ કહેતો હતો, તેજ જગ્યાએ ટૉલ્સ્ટૉયને છેવટની શાંતિ મળી. શાંતિઃ શાંતિઃ શાંતિ.



# ખાદીનું ભજન.

( સોઇરામ સમરો, મારી આતમના આધાર, ભ્રમણા ભાગો–એ હ્હેમાં. )

એથી ઉદય હિંદનો થાય, પ્હેરો ખાદી,
વળિ લક્ષ્મીયે ન લુંટાય, મળે આબાદી... ...........એથી ઉદય૦ એ ટેક

ટકાઉને જલદી નવ ત્રૂટે, ત્રૂટયે ગોદડાં થાય,
ઉનાળે લૂ અડે ન અંગે, શિયાળે ટાઢ ન વાય... મજબુત સાદી....એથી૦

ચોમાસે ઝટપટ નવ પલળે, જેથી ન શરદી થાય,
છએ રૂતુમા છે સુખદાયક, જુજ ખરચે થઇ જાય....નભે ઘણા દી....એથી૦

બુંગણુ જાજમ બને રૂપાળા, મોટા તંબુ તણાય,
તરફાળો ચોફાળ ગાદલા, જેના જુઓ કરાય........તકિયા ગાદી....એથી૦

મલમલ તલતલ અંગ બતાવે, ફાટયેથી ન સંધાય,
જવું પડે જો ગામગમતરે, બોજ ન જરી બંધાય....તજ તકલાદી ...એથી૦

વિદેશી સંચા તણી મદદ વિણુ, હાથે વણી શીવાય,
ગમે તેમ પણ લક્ષ્મી માતા, દેશમાંહી રહીજાય ...જાય બુરા દી ...એથી૦

વિદેશમાં જાતો અમ પૈસો, જેથી અટકી જાય,
હજાર ભૂખ્યા હિંદતણા જન, એહ થકી પોષાય....ચ્હે આબાદી....એથી૦

ભૂખ્યા ભારત બંધવનો મુજ, એજ ઉદય આધાર,
ખરી ખંતથી અંગે ધરશું, ગણી સરસ શણુગાર........ખંતે ખાદી....એથી૦

ખાદી સાદી કહેણી સાદી, કરણી સાદી થાય,
અધરી ફેશન ઉંધું વાળે, ફસી ખૂવાર થવાય....તજ લપ જયાદી....એથી૦

ભારત આરત દૂર થવાનો સરલ સરસ સુખદાય,
માર્ગ બતાવ્યો મોહન ગાંધી, મૂલદાસ ગુણુ ગાય....શી ઉસ્તાદી....એથી૦

# આદિ અને સભાપર્વ.

મહાભારતના પહેલા ભાગરૂપ મોટાં ૬૦૦ પૃષ્ઠનો
દળદાર ગ્રંથ. ઉત્તમ નવીન ભાષાંતર,
જાડા કાગળ તથા પાકા પૂંઠા સાથે
માત્ર રૂ. ૨ાા, પોસ્ટેજ ૦ાા≈

**આ ગ્રંથમાંના કેટલાક વિષયોનાં નામઃ—**

અમૃતને માટે ગરૂડ અને દેવોનું યુદ્ધ. શેષનું ચરિત્ર. પરિક્ષિત રાજાનું ઉપાખ્યાન. વાસુકિને જરત્કારૂ ઋષિનો સમાગમ. દુષ્યંતની મૃગયા. શંકુતલાની જન્મકથા. દુષ્યંત તથા શકુંતલાનો સંવાદ અને ભરતનો રાજ્યાભિષેક. યયાતિ રાજાનું આખ્યાન. શુક્રાચાર્ય અને દેવયાનીનો સંવાદ. પુનર્જન્માદિ વિચાર. આશ્રમ ધર્મો. શાંતનુ રાજાનું ઉપાખ્યાન ભીષ્મની ઉત્પત્તિ. વસુઓને થયેલા શાપનું વર્ણન. ભીષ્મની પ્રતિજ્ઞા વંશવૃદ્ધિને માટે સત્યવતી તથા ભીષ્મનો સંવાદ. દીર્ઘતમાની કથા. દ્રુપદનો પરાજય અથવા અર્જુને આપેલી ગુરૂ દક્ષિણા લાક્ષાગૃહનો દાહ અને પાંડવોનું નાશી છૂટવું. હિડિંબ રાક્ષસ સાથે ભીમસેનનું યુદ્ધ. ક્ષત્રિયબલથી બ્રહ્મબલની શ્રેષ્ઠતા જોઇ વિશ્વામિત્રનું બ્રાહ્મણ થવું. પરાશરનો રાક્ષસ યજ્ઞ. અર્જુનનો મત્સ્યવેધ. પાંચ ઈંદ્રનું ઉપાખ્યાન અથવા પાંડવો તથા દ્રૌપદીની પૂર્વકથા. સુંદ અને ઉપસુંદનું આખ્યાન. સુભદ્રાહરણ. ઈંદ્રાદિ દેવોની સાથે શ્રીકૃષ્ણ તથા અર્જુનનું યુદ્ધ. શ્રીકૃષ્ણ તથા જરાસંધનો સંવાદ. જરાસંધનો વધ. રાજસૂયયજ્ઞની દીક્ષા. શ્રીકૃષ્ણનુ અર્ઘ્યપૂજન. શિશુપાળનો વધ. યુધિષ્ઠિર અને શકુનીનો સંવાદ. કૌરવ અને પાંડવોનું દ્યૂત. દ્રૌપદીવસ્ત્રહરણ. પાંડવોની પ્રતિજ્ઞા અને વનગમન. ધૃતરાષ્ટ્ર અને સંજયનો સંવાદ.

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય—અમદાવાદ અને મુંબઈ.